॥ श्री गणेशाय नमः ॥

# રંગીલો-યોગી

## નાટકનાં ગાયનો અને ટુંક સાર


રચનાર

શ્રીયુત રાજકવી નથુરામ સુંદરજી શુકલ

ભાવનગર પોરબંદર અને વાંકાનેરના રાજકવી



છપાવી પ્રસિદ્ધ કરનાર,

રમણભાઇ લાલભાઇ.

માલિક—શ્રી સૌરાજ નાટક સમાજ.

શાંતિભુવન થીયેટર—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી | સને ૧૯૨૯ | પ્રત ૩૦૦૦

કીંમત ચાર આના.

## પાત્ર પરિચય.

**શ્રી વિષ્ણુ**
**મહેશ્વર** } આદ્યદેવ

ઇન્દ્ર—ઇન્દ્રદેવ

**લક્ષ્મીદેવી**—વિષ્ણુ ભગવાનમાં પત્નિ

**પ્રભાકર**—(રંગીલો યોગી ) જગનાથ શર્માનો પુત્ર.

**જગન્નનાથ શર્મા**—પ્રભાકરનો પિતા

**ગંગાદેવી**—પ્રભાકરની માતા

**કમળા**—પ્રભાકરની ધર્મપત્નિ

**ધર્મદાસ**—કમળાના પિતાનો નિમકહલાલ નોકર

**મોહિની**—એક વેશ્યા

**તારા**—એક વેશ્યા, અને મોહિનીની માતા

**આશાદાસ**—એક મુર્ખ વિષયલંપટ સાધુ

**દેવશર્મા**—પિતૃભક્ત બ્રાહ્મણ

**શાંતિ**—દેવશર્માની ધર્મપત્નિ

**ગંગા**
**યમુના** } પવિત્ર સરિતાઓ
**સરસ્વતી**

**ભોળોભટ્ટ**—કમળાના પિતાનો આશ્રીત બ્રાહ્મણ

સિવાય સાધુઓ કુમારિકાઓ યાત્રાળુઓ વગેરે.

# રંગીલો યોગી.

## નાટકનો ટુંકસાર.

---

### અંક પહેલો,

મંગળાચરણ.

**પ્ર, ૧–પ્રભાકરનું શયનભુવન**––કમળા સુતેલી હોયછે ત્યાં પ્રભાકર પ્રવેશ કરી તેના સાંદર્યને વર્ણવે છે. પરમાત્માએ પોતાને યોગ્ય પત્ની આપ્યા છતાં મનોવેગને મોહિનીના કૃત્રિમ પ્રેમ તરફ ખેંચનાર કુદરતને વશ થઇ, એ વેશ્યાને ત્યાં જવા તઈયાર થાયછે. ત્યાં ખખડાટથી જાગી ઉઠેલી કમળા દોડી પોતાના પતિને પકડે છે અને ઘણું સમજાવે છે કાલાવાલા કરેછે. છતાં મોહાન્ધ પ્રભાકર માનતો નથી. કમળા પોતાને સાથે લઇ જવા પતિને વિનવે છે. પરંતુ ઉદ્ધત પ્રભાકર તેને લાત મારી મોહિનીને ત્યાં ચાલ્યો જાયછે. પાછળથી ગંગાદેવી પ્રવેશ કરી કમળાને આશ્વાસન આપેછે. કમળા પતિસેવાની અભિલાષાથી વેશ્યાને ત્યાં જવા વિચારે છે, ગંગાદેવી તેને ત્યાં જવાની ના કહે છે. છતાં નમ્રતાપુર્વક સાસુની આજ્ઞા લઈ કમળા પોતાના પતિ પાછળ જાય છે.

**પ્ર, ૨–માધવપુરનો રાજમાર્ગ**–ધર્મદાસ યાત્રાની અભિલાષાએ કમળાના બાપ પાસેથી રજા લઇ પોતાને ગામ જતો હોય છે ત્યાં માર્ગમાં માધવપુર આવવાથી કમળાને ઘેર એકાદ દિવસ રોકાવાની ઇચ્છા કરે છે ત્યાં માર્ગમાંજ તેને કમળા મળેછે, વેશ્યાગામી પતિના દુરાચરણથી વ્યથા પામેલી કમળાને ધર્મદાસ દિલાસો આપે

છે તથા એક નિમકહલાલ માણસ તરીકેની ફરજ બજાવી પોતાના શેઠની સુપુત્રીને દરેક પ્રકારે મદદ આપવાનું કહી જુદો પડે છે અને કમળાથી પહેલાં મોહિનીને ઘેર જઈ પહોચે છે.

પ્ર, ૩–મોહિની વેશ્યાનું ઘર–મોહિની પોતાની ચાલાકીનું સ્વગત બ્યાન કરે છે, ત્યાં પ્રભાકર આવે છે. પરસ્પર પ્રેમવાત થાય છે, તે ધર્મદાસ ગુપ્ત રીતે પ્રવેશ કરી બંનેની રીતભાત જુએ છે અને ખેદ બતાવે છે. ત્યાં કમળા આવી પતિભક્તિનો ઉત્તમ નમુનો પ્રેક્ષકોની નજર આગળ રજુ કરે છે. પ્રભાકર તથા મોહિની નિર્દોષ કમળાને ઘણાં તિરસ્કારનાં વચનો કહે છે છતાં કમળા સ્વામીસેવાનું સુખ લેવા મોહિનીને મોટાઈ આપી તેની સેવા પણ સ્વીકારે છે. પ્રભાકર ગુસ્સાથી તેને મારવા માંડે છે ત્યાં ધર્મદાસ પ્રકાશમાં આવી કમળાને બચાવે છે.

પ્ર. ૪–પ્રભાકરનું ઘર–જગન્નાથ શર્મા તથા ગંગાદેવી સંતસમાગમનો લાભ લેતાં હોય છે, ત્યાં પ્રભાકર આવી સાધુઓનાં તુંબડાઓને તથા દેવસેવાઓને લાત મારી ઘણા અઘટીત શબ્દો બોલે છે. તેનાં માતાપિતા વૃદ્ધ હોવાથી બહુ કચવાય છે અને સાધુઓ માથે શ્રદ્ધા રાખવા સમજાવે છે પણ પ્રભાકરને કાંઈ અસર થતી નથી. ઉલટો તે વધારે ક્રોધાયમાન થાય છે અને માબાપને ન બોલવાના શબ્દો બોલી ઘરમાંથી કહાડી મુકે છે,

પ્ર, ૫ મોહીનીનુ ઘર–વૃદ્ધ વેશ્યા તારા મોહીનીને પ્રભાકરનું સર્વસ્વ લુંટી લેવા સમજાવે છે, પ્રપંચ રચવામાં પરમ પ્રવીણ મોહિની પ્રભાકરને આવતો જોઇ પોતાની મા સાથે લડે છે અને પ્રભાકરની પ્રીતીને પ્રાણથી પણ વધારે પ્યારી બતાવે છે, મુખ

પ્રભાકર મોહિનીની વાકય ચાતુરી પર મોહિત બનેછે, વૃદ્ધ વેશ્યા તારા મોહીનીને મારીને ઘરમાથી કહાડી મુકવા તઇયાર થાય છે. પ્રભાકર વચ્ચે પડે છે અને મોહીનીને પોતાનું સર્વસ્વ લખી આપે છે. " બાપ જીવતાં તેની મેળવેલી દોલત દીકરાથી લખી અપાય નહી " એવી ચાવી ચડાવી વૃદ્ધ વેશ્યા તારા ચાલી જાયછે, પાછળથી મોહિની પ્રભાકરને પ્યારમાં પરવશ બનાવી તેના પિતાને મારવા મોકલે છે જો કે એવું દુષ્ટ કામ કરતાં પ્રભાકર ગાંડા જેવો બની જાય છે, અચકાય છે, તોપણ મોહીનીના પ્રેમ ખાતર પિતાનો નાશ કરવા પ્રવૃત થાય છે.

**પ્ર. ૬–માધવપુર નજીકનું જંગલ**–ધર્મદાસ પ્રભાકરની સ્થિતિ સંબંધી વિચાર કરતો અને વ્હાલા ધર્મનું ધ્યાન ધરતો નીકળે છે, ત્યાં નદી કીનારે ઝુંપડી બાંધી રહેલાં પોતાના સાસુ સસરાની સેવા કરી ઘર તરફ કમળા તેને મળે છે, ધર્મદાસ બાળવયમાં પુત્ર ઉપર માતાપિતાએ શા શા ઉપકારો કરેલા હોય છે તેનું વર્ણન કરે છે કમળાને પતિની ખરાબ વર્તણુકથી વસમું લાગે છે, ધર્મદાસ તેને ધૈર્ય આપે છે અને ઘેર જવા સુચવે છે, કમળા જાય છે, વેશ્યાના કૃત્રિમ પ્રેમથી ઉન્મત બનેલો પ્રભાકર હાથમાં કટાર વઈ પિતાને મારવા એજ રસ્તે નીકળે છે. ધર્મદાસ તેને ઘણો બોધ આપે છે છતાં વિષયી પ્રભાકરની વૃત્તિમાં ફેરફાર થતો નથી, તે તો પિતાનો પ્રાણ લેવાનો દૃઢ સંકલ્પ કરી ચાલતો થાય છે. અને ધર્મદાસ પણ ગુપ્ત રીતે એના પાછળ જાય છે,

**પ્ર. ૭– જગન્નાથ શર્માની પર્ણ કુટી**–જગન્નાથ તથા ગંગા આંખો મીચી માળા ફેરવતાં હોય છે ત્યાં પ્રભાકર આસ્તે

આસ્તે પ્રવેશ કરી પોતાનાં કાર્યની સિદ્ધિ કરવા આગળ વધે છે માતા પિતાનો કુદરતી પ્રેમ તેને તેમ કરતાં અટકાવે છે. ધર્મદાસ ગુપ્ત રીતે એ તમાસો જોયા કરે છે અને વેશ્યાઓના યારની સ્થિતી એ વર્ણવે છે, જગન્નાથ તથા ગંગા ધ્યાનમાંથી જાગ્રત થઇ પુત્રને આશીર્વાદ આપે છે. પ્રભાકરનું મન કાંઇક કરૂણાથી છવાય છે પણ પાછો એ પિતાને મારવા સજ્જ થાય છે, જગન્નાથ તથા ગંગા એને જોઈ જાય છે અને જાણે પોતાને તેડવા આવ્યા હોય એમ જાણી તેને અમીત વચનોથી માન આપે છે પણ પાપી પ્રભાકર તેના ઉપર શસ્ત્ર ઉગામે છે, ગંગા ગભરાય છે અને પ્રથમ પોતાને મારવા પુત્રને વીનવે છે, જગન્નાથ અજબ ધૈર્યથી તેના સનમુખ ઉભા રહે છે, પ્રભાકર પ્રહાર કરવા જાય છે ત્યાં ધર્મદાસ દોડી તેનો હાથ પકડી રાખે છે અને ધર્મનિષ્ઠ દંપતીને જાણે દૈવી સહાયતા મળી હોય એવું જણાય છે, ( ટેબ્લો )

---

## અંક બીજો.

**પ્ર ૧–મોહીની વેશ્યાનું ઘર**–મોહીનીએ સર્વસ્વ લુંટી લીધા બાદ કંગાલ બનેલા પ્રભાકરને પાણીચું આપી તે કોઇ બીજા સાથે પ્રેમ બાંધવા વિચાર કરે છે ત્યાં પ્રભાકર આવે છે અને મોહિનીનું મન બદલાયું હોય એમ જાણી તેને માટે પોતાના મનનો અભિપ્રાય તપાસે છે તેવામાં મોહિની પાછી વળી તેનો તિરસ્કાર કરે છે. ધર્મદાસ ગુપ્ત રીતે પ્રવેશ કરી ખેદ યુક્ત બની વેશ્યાની કૃત્રિમ પ્રેમજાળને વખોડે છે, મોહિની પ્રભાકરને નોકર માફકજ ચીજ વસ્તુ લેવા બજારે મોકલે છે, એ અધમ વેશ્યા સુધાકર શેઠ

સાથે રોજ મોજમજા ઉડાવે છે એ જાણી પ્રભાકર ઘણો પસ્તાય છે પણ ધન વગર નિરૂપાય બનેલો તે કાર્યમાં પ્રવૃત્ત થાય છે. પાછળથી સુધાકર આવે છે અને મોહિની તેને રંગરાગથી રીઝાવે છે ત્યાં પ્રભાકરને આવતો જોઈ સુધાકર નાસી જાય છે એથી મોહિની પ્રભાકર ઉપર ગુસ્સે થાય છે અને તેને ઘરથી બહાર નીકળી જવા કહે છે. પ્રભાકર ઘણા કાલાવાલા કરે છે પણ બધું વ્યર્થ. અંતે જે શબ્દો પ્રભાકરે માબાપને ઘરમાંથી બહાર કાઢતી વેળાએ કહ્યા હતા એજ શબ્દો વેશ્યા સંભળાવે છે એ ધર્મદાસથી સહન નહિ થતાં તે જાહેર રીતે વેશ્યા સાથે વિવાદ ચલાવે છે પણ પ્રભાકરે પોતાના હાથે બધું લખી આપેલું હોવાથી નિરૂપાય બને છે અને પ્રભાકરને કમળા પાસે આવવા સમજાવે છે પણ પોતાની પવિત્ર પ્રેમદાને કાળું મુખ શું બતાવવું એવા ઈરાદાથી પ્રભાકર ગામ છોડી ચાલ્યો જાય છે.

**પ્ર. ૨–માધવપુરનો રાજમાર્ગ**–પતિ વિરહથી વ્યાકુળ બનેલી કમળા અફસોસ કરતી નીકળે છે ત્યાં ધર્મદાસ તેને મળે છે અને પ્રભાકરને મોહિનીએ કાઢી મુકયાના સમાચાર સંભળાવે છે. કમળા ધર્મદાસની સલાહથી પોતાના પતિ પાછળ તેને સમજાવી તેડી લાવવા જાય છે. ધર્મદાસ કમળાના સતિત્વની પ્રશંસા કર્યા બાદ મોહિનીને ઠગવા તથા તેની પાસેથી પ્રભાકરનું સર્વસ્વ પાછું મેળવવા કોઈ મદદગારની રાહ જુવે છે ત્યાં આશાદાસ નામનો વિશયલંપટ વેરાગી આવે છે, ધર્મદાસ તેને વિત્ત તથા વામા મેળવી આપવાનું વચન આપી સિદ્ધ બનાવે છે અને પોતે સાધક બની કાર્યપરાયણ થાયછે.

પ્ર. ૩-જંગલ-વેશ્યાની પ્રિતી સર્વસ્વ ગુમાવી પરમ દુઃખી બનેલો પ્રભાકર પ્રશ્ચાતાપ કરતો હોય છે ત્યાં કમળા આવી તેને મળે છે અને ધૈર્ય આપે છે. પ્રભાકર ઘણોજ શરમાઇ જઇ કમળાને પીઅરમા જઇ રહેવા કહે છે પણ સતિ કમળા પતિની સાથે સુખદુ:ખમાં સમભાગીના રહેવા હઠ લે છે પ્રભાકર વિશેષ ચિન્તાતુર થાય છે શ્રમિત થએલાં બન્ને જંગલમાં જરા આરામ લે છે. કમળાને નિદ્રાવશ જોઇ પ્રભાકર ચાલતો થાયછે. પાછળથી જાગેલી કમળા ગભરાય છે અને બળાપો કરતી પતિ પાછળ જાય છે.

પ્ર. ૪ ગોપાલપુરમાં દેવશર્મા બ્રાહ્મણનું ઘર-ગામમાં ક્યાંઇ ધર્મશાળા નહિ હોવાથી પંથ પરિશ્રમ વડે પીડાએલો પ્રભાકર કોઇ બ્રાહ્મણનું ઘર જાણી રાત્રી નિર્ગમન કરવા ત્યં આવે છે. દેવશર્મા પોતાના વૃદ્ધ અને અંધ માતાપિતાની પરમેશ્વર માફક પુજા કરે છે. આરતી ઉતારે છે અને સ્તુતિ કરે છે એ જોઇ આશ્ચર્ય પામેલો પ્રભાકર તેની પ્રશંસા કરે છે અને પોતાની માતાપિતાની સેવાનું સુખ ન મળ્યું એ માટે અફસોસ કરે છે. દેવશર્મા મા બાપને લઇ જાય છે. તેવામાં ગંગા યમુના અને સરસ્વતી દેવશર્માના ઘેર જળ ભરવા આવે છે. પ્રભાકરને વિશેષ આશ્ચર્ય થાય છે અને તે પાણી ભરી પાછી વળેલી દેવીઓની આડો ફરી પ્રશ્ન કરે છે. એ ત્રિવેણીના મુખથી માતાપિતાની ભકિતનો અપુર્વ મહિમા સાંભળી પ્રભાકરની વૃત્તિ માબાપની ભકિત તરફ વધે છે. ત્રિવેણી તેને આશીર્વાદ આપી જાય છે અને પ્રભાકર પણ માતાપિતામાં સુદૃઢ લગની લગાવી ચાલતો થાયછે,

પ્ર. ૫-માધવપુરનો રાજમાર્ગ-આશાદાસને સિદ્ધ ગુરૂ

બનાવી સાધક શિષ્ય બનેલો ધર્મદાસ પોતાની યુકતીમાં ફાવે છે, તેના ચમત્કારથી મોહિની વેશ્યાનું મન પણ આકર્ષાય છે અને તે સાધુઓને ઠગવા આવે છે પરંતું તેમાં તે પોતેજ ઠગાય છે, છેવટ ધર્મદાસ બુદ્ધિબળથી પ્રભાકરનુ સર્વસ્વ મોહિની પાસેથી પાછું મેળવેછે અને આશાદાસને પણ એ અધમ વેશ્યાને અર્પણ કરી ચાલતો થાયછે.

પ્ર. ૬ જંગલ—પોતાની પુત્રીને સાસરીયામાં સંકટ છે એવું સાંભળી કમળાના બાપે કમળાને તેડવા મોકલેલો ભોળો ભટ વૃદ્ધાવસ્થાને લીધે પંથ કરી થાકી ગયેલો હોવાથી પેટની પીડાનું વર્ણન કરતો નીકળે છે ત્યાં કમળા પણ પોતાના પતિને શોધતી શોધતી એ સ્થળે આવી ચડે છે. ભોળો ભટ તેને પીઅર તેડી જવા ઉદ્યોગ કરે છે પણ જેનું મન પતિમાં તદાકાર બનેલું છે એવી સતિ કમળા એ પોતાના સાસુ સસરા કાશીએ પહોંચ્યાનું સાંભળેલું હોવાથી તેઓની સેવા અર્થે ત્યાંજ જવા દૃઢ નિશ્ચય જણાવે છે અને ભોળા ભટને પણ સાથે લઇ કાશી તરફ જાય છે.

પ્ર. ૭—કાશી નજીકનું જંગલ—માતાપિતાની ભક્તિમાં અનન્ય ભાવ રાખનાર પ્રભાકરની કસોટી લેવા લક્ષ્મીજીના આગ્રહથી જગત નિયંતા શ્રી વિષ્ણુ ભગવાન ત્યાં પધારે છે, બાદ કોઇ એક બ્રહ્મચારી વેદના વિચાર કરતો એ માર્ગે નીકળે છે, તેવામાં માબાપનાં મીલન થાટે આતુર બનેલો પ્રભાકર પણ ત્યાં આવી ચડે છે, બંનેનો સંવાદ થાયછે તેવામાં પ્રભાકર બ્રહ્મચારીના મન ઉપર પિતૃભકિતની અજબ છાપ છાપી તેના તત્વ વિચારને તોડી પાડે છે. વિષ્ણુ તથા લક્ષ્મીજી પિતૃભકિતમાં પ્રભાકરની અલૌકીક દૃઢતા જોઇ પ્રસન્ન થાય છે છતાં વિશેષ કસોટીની અભિલાષાવાળાં લક્ષ્મીજીનું મન મનાવવા

માયા બતાવે છે પરમાત્માની માયાથી આખુ જંગલ સળગી ઉઠે છે અને તેવામાં પ્રભાકરના માતાપિતા બળતાં અને આક્રંદ કરતાં દેખાવ દે છે, પ્રભાકર અત્યંત વિહ્વળ બની માતાપિતાને બચાવવા પ્રાણની દરકાર રાખ્યા સિવાય એ પ્રજવલિત અગ્નિમાં કુદી પડે છે. પરમાત્મા પોત્તાની માયાને સમેટી પિતૃભકત પ્રભાકરને દૈવી ચમત્કાર બતાવેછે



## અંક ત્રીજો

**પ્ર, ૧-રસ્તો**—બ્રાહ્મણો શ્રી મહાદેવની આરતી ઉતારતા હોય છે ત્યાં ગામડીઆ યાત્રાળુઓ દર્શન આવે છે, બ્રાહ્મણો તેના પાસેથી દક્ષિણા પડાવે છે

**પ્ર, ૨ જો-કાશીવિશ્વનાથનું મંદીર**—કાશીરાજાના અંતઃપુરની કુમારીઓ શ્રી મહાદેવના પુજન અર્થે આવે છે; અને દર્શન સ્તવન કરે છે ત્યાં અપાર શ્રમ સહ્યા છતાં માબાપનું મીલન નહી થવાથી નિરાશ બનેલો પ્રભાકર આવી ઉભો રહે છે, બ્રાહ્મણો તેને શ્રી વિશ્વનાથનાં દર્શન કરી ચાલ્યા જવાનું કહે છે પણ સકલ દેવરૂપ માતાપિતાને માનનારો પ્રભાકર તેનેજ વંદન કરવા માટે, તેનાંજ દર્શન કરવા માટે, તેનીજ રાહ જોતો ત્યાં રોકાય છે, તેવામાં કમળા તથા ભોળાભટ શ્રી વિશ્વનાથ પ્રભુના દર્શન કરવા આવેછે અને અચાનક પ્રભાકરનું મીલન થતાં પોતાને ભાગ્યશાળી સમજે છે, કમળા પોતાના પતિની વૃત્તિ વિશુદ્ધ થએલી જોઈ વિશેષ આનંદ પામે છે ત્યાં. ધર્મદાસ આવે છે અને શ્રી વિશ્વનાથને વંદન કરી પાછો વળવા જાયછે ત્યાં કમળા તેને જોઈ મળી પ્રભાકર સાથે મેળવે છે. ધર્મદાસ મોહીની પાસેથી મેળવેલું

સર્વસ્વ સુપ્રત કરે છે. કમળા પોતાના નિમકહલાલ નોકર ધર્મબન્ધુ ધર્મદાસનો ઉપકાર માને છે અને પરસ્પર વિવેકની વાતો કરે તે, ત્યાં જગન્નાથ શર્મા, તથા ગંગાદેવી પ્રભુ દર્શન અર્થે આવી પહોંચે છે અને પુત્ર તથા પુત્રવધુને મળી અત્યંત આનંદ પામેછે, પિતૃભક્ત પ્રભાકરને માબાપનાં દર્શન મળતાં હર્ષનો પાર રહેતો નથી, છેવટે સર્વે પ્રભુસ્તુતિ કરી પોતાના આશ્રમ તરફ જાય છે,

**પ્ર. ૩–માધવપુરમાં મોહિની વેશ્યાનું ઘર**–આશાદાસ મોહિનીના સમાગમથી મળેલાં સુખોનું વરણન કરતો હોય છે ત્યાં પોતાની ધારણામાં પાછી પડેલી મોહિની પશ્ચાતાપ કરતી પ્રવેશ કરેછે અને આશાદાસને ચમત્કારથી માયા મેળવી આપવા સતાવે છે. આશાદાસનો ઉદ્યોગ નિષ્ફળ જાય છે અને ધર્મદાસ સાચું બોલી ઠગી ગયો એમ નિશ્ચય થતાં બન્ને એકબીજાને બચકાં ભરેછે ત્યાં માગણાવાળાઓ નાજર તથા સીપાઇ સાથે પ્રવેશ કરી મોહિનીની બાકી રહેલી મીલ્કત કબજે કરેછે અને તેને તથા આશાદાસને ઘરમાંથી કહાડી મુકે છે. વેશ્યા તથા વૈરાગીનું જોડલું પસ્તાવો કરી ત્યાંથી ચાલતું થાય છે,

**પ્ર. ૪ કાશીમાં પ્રભાકરનું આશ્રમ**–પતિપરાયણ કમળાને સાથે રાખી પિતૃભક્ત પ્રભાકર માતાપિતાની સેવા કરે છે, વૃદ્ધ જગન્નાથ કાશીવાસના મહિનાનું વરણન કરી માધવપુર તરફ જવા ઇચ્છા બતાવે છે અને ધર્મદાસને પણ પિતૃશ્રાદ્ધ અરથે ગયાજી જવા દેવા પ્રભાકરને સુચવે છે, પ્રભાકર પિતાના વચનને અનુમતિ આપે છે, વૃદ્ધ દંપતિ પ્રભુસ્મરણ કરવા અંદર બેસે છે, પાછળથી આશાદાસ સાથે કાશીમાં આવેલી નિરધન મોહીની પ્રભાકરને પોતાની જાળમાં

ફરી ફસાવવા આવે છે, પ્રભાકર પિતૃભક્તિથી ચલાયમાન નહિ થતાં સામો મોહિનીને ઉત્તમ બોધ આપે છે, મોહીની એ ઉદ્યોગમાં પણ પાછી પડે છે અને નિરાશ બની ચાલી જાય છે.

પ્ર. ૫–કાશીનો રાજમાર્ગ–આશાદાસ પોતાની કફોડી સ્થિતિનું વરણુન કરતો નીકળે છે ત્યાં મોહીની આવી તેનાથી ટંટો કરેછે, આશાદાસ અજબ રીતે કાલાવાલા કરતાં તેને શાન્ત પાડેછે ત્યાં ધર્મદાસ આવી ચડે છે અને ભિખારીને વેશે ભટકતાં આશાદાસ તથા મોહિનીને જોઇ આશાના ઉપાસકોની સ્થિતીનો ચિતાર રજુ કરે છે, માર્ગમાં આવતા જતા ગામના લોકો આશાદાસ તથા મોહિનીનું ભજન સાંભળી પઇ પઇસો આપતા જાયછે, ધર્મદાસ ખુલ્લો થઇ મોહીનીને તીવ્ર વચનના ચાબુક મારે છે, મોહાન્ધ જોડલું ધર્મદાસને પોતાની દુરદશા કર્યા સંબંધી બે બોલ કહે છે, ધર્મદાસ એ બન્નેને ઉત્તમ પ્રકારનો બોધ આપી ચાલ્યો જાય છે અને મોહિની તથા આશાદાસ પણ શુદ્ધ વૈરાગ્યવાન બની કાયમ કાશીમાં રહેવાનું પસંદ કરે છે તથા જીવને ઇશ્વર ભક્તિમાં જોડે છે

પ્ર.–૬–જંગલ–કાશીની યાત્રા પુર્ણ કરી સહકુટુંબ માધવપુર તરફ જવા નીકળેલો પ્રભાકર વૃધ્ધ માતાપિતાને પડતા પરિશ્રમથી વ્યતીત થાય છે, તેઓના ગુણ ગાય છે અને સતિ કમળા પણ પતિ સાથે સાસુસસરાની પરમપ્રેમથી સેવા બજાવે છે તેવામાં વિષ્ણુ તથા લક્ષ્મિજી પ્રભાકરની પિતૃભક્તિપર પ્રસન્ન થઇ તેને દર્શન દેવા પધારે છે, પણ ત્યાંતો પ્રભાકરની પિતૃભક્તિથી ભયભીત બનેલ ઇંદ્ર તેને ચલિત કરવા આવેલ હોય છે. ઇંદ્રના ઉક્ત આચરણથી વિષ્ણુ હસે છે જ્યારે પ્રભાકર ઇંદ્રના આડંબરથી ચલાયમાન ન થયો ત્યારે ઇન્દ

રૂદ્રને બોલાવે છે દેવનો ઉદ્યોગ પણ ઇન્દ્રની માફક નિષ્ફળ જાય છે. છેવટ શ્રીવિષ્ણુ પરમાત્મા પ્રગટ થઇ પિતુભકત પ્રભાકરને દર્શન આપવા તત્પર થાય છે અને પ્રભાકરની ઇચ્છાથી તેના વૃધ્ધ માતાપિતાને સ્વસ્થ બનાવે છે. જગન્નાથ તથા ગંગા પરમાત્માનાં દર્શન પામી પોતાને કૃતકૃત્ય સમજે છે, પ્રભાકર પ્રથમ માતાપિતાને પ્રણામ કરી વિષ્ણુને વંદન કરે છે. વિષ્ણુ વર આપવા ઇચ્છા બતાવે છે, પ્રભાકર પોતાના માતાપિતાને વરદાન આપવા પ્રભુને વિનવે છે, શ્રીવિષ્ણુ પરમાત્મા તેમ કરે છે અને પ્રભાકરનાં માતાપિતાની યાચના મુજબ તેઓ કૃષ્ણાવતારમાં કરેલ રમણીય રાસલીલાનાં દર્શન કરાવે છે

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



શ્રી ગણેશાય નમઃ

# રંગીલો યોગી

## નાટકના ગાયનો.

### મંગળાચરણ.

બાળાઓ— ૧

ગૌરીસુત ગણપતિ છો મંગલદાતા,
વંદન કરૂં વ્હાલા આરોપી વરમાલા કંઠે રસાલા;
રિદ્ધિ આપી સિદ્ધિ આપી પ્રીતે પ્યારા પુરો આશ,
વિઘ્નો વિદારી નિજ જનના જગત્રાતા. ગૌરી.
હરિહર અજ સહ સુરેશ આદિ,
આપની કદી નવ ચુકે યાદી;
સિન્ધુ જાણી ગજમુખ સુખના,
કિન્નર ગણમાં સુયશ ગવાએ;
ઉરગ આદિ પણ ચ્હાયે,
ભાવથી ભજનારા, તે સહુ નર તરનારા, શ્રેષ્ટ સુહાતા.—ગૌ

બાળાઓ— ૨

નિત્ય ભજીએ (૨) અહો નિત્ય ભજીએ પ્રાત
પ્રભુ માંફક પિતુ માતને—
ગાગી વેદ વચન આ વાતને મેળવીએ યશ અવદાતને. નિ૦

ઉરમાં ભાવ અનન્ય ભરીને, માત પિતાની સેવા કરીને.
સુત શ્રવણે શોભાવી સરસ નિજ જાતને (૨) નિત્ય.

કમળા—
પ્રભાકર— } ૩

જળ વગર જીવન મીનનું, ઓ નાથ! રહી શકતું નથી.
મ્હારા તરફ દિલ આપનું કરૂણાળુ કેમ થતું નથી:
છાયા તમારા શરીરની હું, આપ મુજ આધાર છો,
સંસાર સર્વ અસાર એમાં, આપ એકજ સાર છો:
જા અલગ નાર અવિચારી,
લવરી છોડી જાને ઉભી શાને. જા.
સત્ય મોહિની પ્યારી મારી, મન મારૂં હરનારી
જાઉં...........જોર...........ધારી........... જા.

કમળા— ૪

સાસુજી આપો જાવાની આજ્ઞા મને,
પામવા હુલાસ પ્રાણપ્યારાની પાસ. આપો.
આશા બીજી મારે જરા નથી,
સેવી એને પુર્ણ કરૂં બાકીના શ્વાસ. આપો.
સ્વામી મારા સ્નેહે બિરાજે જ્યાંહ,
ત્યાં શો છે ત્રાસ આપ થાઓ ના ઉદાસ. આપો.

મોહિની— ૫

બની અલી મદ ભરી નાજુક નાર
નયન ઈશારે કારી કટારે

કામીને બનું ઘાયલ હું કરનાર. બની.
રૂપ જોઇને દાના દીવાના થાયે
જ્યાં જાઉં ત્યાં લોકો રાહે છુપાયે
અવળાચંડા મારી આડે ફરીને
અડપલાં કરે છે હજાર. બની.

નૃતકીઓ— ૬

વાગી કૃષ્ણજીની બંસી
વાલા લાગી રે— હાં
સુણી ઝટ સેજથી રગીલી રાધા જાગી રે હાં
પ્રેમની ઘેલી નાર નવેલી,
ઉઘાડે શિર ચાલી જ્યહાં છે વનમાલી;
ધરીને નુપુર કર કંકણુ ચરણપર....વાગી રે હાં

જગન્નાથ—
ગંગા— ૭

સંતો પ્યારા અંતરના આરામ, આવો બિરાજો અમ ધામ,
લાવી દયા શુભ દર્શન દીધાં, કીધાં સફલ મન કામ;
પામર જનને પાવન કરવા, હેતે સુણાવો હરી નામ. સંતો.
ભજનારા ભગવંતને, તજનારા સહુ તંત;
સ્નેહી જે છે સંતના, એનાં પુણ્ય અનંત.
સંતની સોબત, સંતની સેવા, સંતને થાય પ્રણામ,
એવી સુમતી સદા અમને દેજો, જન્મોજનમ ઘનશ્યામ. સંતો.

પ્રભાકર— ૮

નજરથી થાઓ ન્યારા ઓ નઠારા,
ભગત બનીને ઘર લજવનારા;
કરી કરી સાધુ ભેળા સહુ વેળા,
મુજ મગજને બહુ પજવનારા. નજરથી.

જગન્નાથ— | વૃદ્ધ વિચારી ટેવ સુધારી સંત અમોને,
ગંગા— | બની સમજુ સુત સુખકારી.

સંત જનોપર રોષ ન કરીએ પાપથી હિશે ડરીએ.
ભગવાનના વ્હાલા એ છે, ભલો બોધ દે છે:

પ્રભાકર—બોધ દીએ કોઈ મુરખ શોધી, હું હું સદા
સાધુઓનો વિરોધી.

જગન્નાથ—સુમતી આપશે તુજને ધરી રતિ જગપતિ. નજર

પ્રભાકર— ૯

ડરવું ન તારે વ્હાલી! વિણુ વારે,
મારૂંહું માબાપને કઠિન કટારે,

મોહિની—પ્રાણપતિ જાઓ લેશું પછી લહાવા.
કામને પતાવો ઝટ ઝટ ઝટ

પ્રભાકર—નથી તુંથી એ રસીલી વધારે,
મોહિની—ઠીક ઠીક ઠીક.
પ્રભાકર—છકયો તુજ પ્યારે,
મોહિની—ઠીક ઠીક ઠીક.

**પ્રભાકર**—કમર કસીને હા હા હા જાઉં અત્યારે

( કોરસ )

અરે કામી ! શું છકયો કુવિચારે ધિક ધિક ધિક;
પિતુને પ્રહારે ધિક ધિક ધિક,
ગજબ ગુજારે ધિક ધિક ધિક,

**પ્રભાકર**—જાઉં અત્યારે.

**પ્રભાકર**— ૧૦

જાન લઉં જઇ મારાં જનની જનક તણી,
કટાર હણીને આજે, ટટાર બનીને આજે,
ચરરર ચરરર ચીરીશ હૃદય બસ. જાન
ધડક ધડક ઉર આ ધડકે છે,
અજબ વિચારો ચિત્ત ચડે છે.
શોકગ્રસ્ત છું પ્રેમ મસ્ત છું. કટાર.

**મોહિની**— ૧૧

બાંધી પ્રેમ એક સાથે બેસી ન રહેવાયે,
આનંદી હૃદય અકળાયે.
પૈસાની પ્રીતિ એ વેશ્યાની રીતિ છે.
તે શું તજાયે આ લજાયે.
ફસાવું મોહ તણી જાળ રચી ફાંકડાને.
નહિ રહેવા દઉં હું આંગણે કોઇ રાંકડાને.
ચખાડું રંગ રૂડા અંગનો શોધી વડાને,

કળી શકે કોણ કહો મારી આ અનહદ કળાને,
આ જુવાની રતન, હું કરૂં છું જતન તોય જાયે. બાંધી.

કમળા— ૧૨

દુઃખીઆરી ફરૂં દિનરાત,
હદ થાય હવે
વિયોગનું વિષ વ્હાલો પાયે, તોપણ જીવ ન જાયે,
શું ક્ષિતિતલ જઈ ધર્મ છુપાયો દાસની સાથે. દુઃખીઆરી

આશાદાસ— ૧૩

નખરાથી નારી મળી જશે— નખરાથી
નયનોના ન્યારા, જોઈ ઇસારા,
મારામાં મન એનું ભળી જશે. નખરાથી.
ભામાને ભેટતાં, શય્યામાં લેટતાં:
તાપ અંતરના ટળી જશે. નખરાથી.

ધર્મદાસ—જોડી તમારી જામતાં મ્હારી.
મ્હેનતનો બદલો વળી જશે. નખરાથી.

કમળા— ૧૪

નાથ વળ્યા છો કઇ વાટે,
બળતીને હ્યાં મૂકી પડતી.
એક ગહન વન ને વળી રજની.
મોત નિશાની મુજ માટે રે. બળતીને.
પામીને સ્વામીને આવા અનાદર

છાતી ન કોના કહે ફાટે રે. બળતીને.

ગંગા—
યમુના— } ૧૫
સરસ્વતી—

સાહેલી સંગ ચાલોને સ્નેહથી,
જેને વ્હાલાં માબાપ છે એ માનવ નિષ્પાપ-સાહેલી.
કહોર્યાં વિશેષ જેહની ! આપણે મહા પાપીનાં પાપ,
એ પાપ અહીંઆં પ્રજાળશે આ પિતૃભક્તિનો પ્રતાપ,
ભજશું આમ દાસીના દેહથી.... ....સાહેલી.

ગંગા— ૧૬

ગુણની ખાણ મને ગણ ગંગા કષ્ટ અધમના કાપું,
મુજમાં ન્હાતા મનુષ્યને હું મોક્ષ નિરંતર આપું,
મહિમા થારો એવો, શાસ્ત્ર પૂરે છે દેવો.

**યમુના**—યમુના મારૂં નામ અરે હું યમની ભીતિ ટાળું,
મારૂં પાન કરે જે તેનાં પાપ તમામ પ્રજાળું;
હરનારી હું હાની વાતે એ છે ના છાની.

**સરસ્વતી**—સરસ્વતિ હું સુંદર, મારૂં જળ કિલ્બિષ હરનારૂં
કરે સ્નાન શ્રદ્ધાથી તેનું સદા કરૂં છું હું સારૂં,
કરૂણા મારી પામી, દાસ ખોવે છે ખામી.

**પ્રભાકર**—મુજને તારો પાપ નિવારો, આવે દુઃખનો આરો,
કરૂં સ્નાન ને પાન હમેશાં દઢ વિશ્વાસ તમારો.
સુખમાં દેજો સ્થાપી, માત ! છું પુરો પાપી.

**આશાદાસ**— ૧૭

બલિહારી શ્રી કૌશલ્યાના બાળ,

શી વિશાળ આંખો સ્નેહથી ભરી.
જાણી દાસ જનોના પ્રતિપાળ,
જેની સાથ સીતા સુંદરી વરી.
લઈ વાનરોનું દુશ્કર લશ્કર સુરની પીડા હરી
જરા શાણે ન રાખી શંકા.
દળ દાનવોનું રોળ્યું રણમાં રાવણીઆને હણી
દીધા લંકાપુરીમાં ડંકા.
મારા રામનીરે મૂર્તિ જાદુ ખુબ જમાવે,
ગોરી ગામનીરે એનાં દર્શન કરવા આવે.

**ધર્મદાસ**—વાહ બાવાજી વાહ !

**આશાદાસ**–ધણી મનહરણી, સુવર્ણ વરણી નિરખું હરખું
આહાહા.

**ધર્મદાસ**–ભેળી ભામારે આશાદાસ ગુરૂને ભાવે,
બહુ ડોળી છે દુનિયા બાવે.

**આશાદાસ**–રામ ભજો ભાઈ રામ ભજો (૨) ગલિહારી.

**મોહિની**— ૧૮

ચાલો ચાલો બ્હાલા ચાલો,
નાજુક નાર શું નિરાળી.

**આશાદાસ**–હવે રાગી બનીને ત્યાગ ત્યાગશું.

**મોહિની**–રંક અબળાની ઉપરે કરી કૃપા અપાર,
ખરા આપ સંત રેમવંત વળી મહા ઉદાર.

**ધર્મદાસ**-ખુશી થા હમણાં નફટ નાર, વંઠેલી પછીથી થશે
વિચાર.

**આશાદાસ**-વાંક આવતાં વિવેકી માફી માગશું- ચાલો.

**મોહિની**--મુદભર મળીઆ હાર હૈયાના,
શુભ શણગાર બનો મુજ દરના.

**આશાદાસ**-આપીશ હું હર વખત તેને બસ,
ખોદી જમીન ખજાના જરના.

**ધર્મદાસ**-લીધી છે લાખની માળા, સાથે સ્વામી રૂપાળા:

**આશાદાસ**-પીશું ઘટઘટ પ્રીતિ પ્યાલો,

**ધર્મદાસ**-જામી અનહદ જોડી મ્હાલો,

**આશાદાસ**-રાગી બનીને ત્યાગ ત્યાગશું. ચાલો.

**ભોળોભટ**— ૧૯

પીડા છે માત્ર એક પેટની;
સાગર સરિતા તેમ સરોવર ભર ચોમાસે ભરાય,
ભરીએ તો પણ ઠાલું ને ઠાલું ગજબી પેટ ગણાય. પીડા.
પેટને કારણ સાંભળી રે છે, કડવાં વચન કાન,
સરખાં ગણવાં પેટને કારણ માન અને અપમાન. પીડા.
વ્યાધી વીદારણ પેટને કારણ પીઠ બીચારી પીટાય
પેટને કારણ દોડી દોડી ટાંટીયા તુટી જાય
જવું પડે છે પેટને કારણ, દેશ તજી પરદેશ,
પેટને કારણ ધરવા પડે છે. વખત મુજબ વેશ. પીડા.

પાળવો પડે પેટને કારણ શેઠના કુળનો શોક,
પેટને કારણ પ્રાણ પ્રીયાનો, વેઠવો જોઇએ વિયોગ. ગીતા.

**કમળા—** ૨૦

સ્વામી સુંદર પ્રતાપી પ્રભાકર
મારે મન ભાવ્યા,
પીઅરમાં રહી શું સુખ પામું.
દુઃખો વરસાવ્યાં વ્હાલે, ભલે તરસાવ્યાં નાથે-મારે.
પ્રાણ વિના રહે દેહ શી રીતે,
ભાગ્યમાં લખાયા એ તો જીવથી જડાયા...... મારે

**બાળાઓ....** ૨૧

ભોળા શંભુ સદા ભય ભાંગે સેવાથી શાણી.
ગુણ ગાવાથી ગૌરીપતિના વિમળ બને વાણી:
માફ કરી મહાદેવજી, દાસી જનના દોષ.
ઇસ્છિત વરને આપશે, એ છે આશુતોષ:
પાવન થાય છે જેને નિરખી પ્રાણી..........ભોળા

**તીર્થવાશી—** ૨૨

કાશીનાથ કૃપાળુ રે મહાદેવજી.
સુખમાં સ્થાપી વ્યાધી ઉથાપી સુમતી સુખદ અરપે છે,
શરણે રહેતાં ઉમાકાન્તને દૂત યમોના દૂરે ભાગતા
ફરે છે...મહા.

બ્રહ્મા વિષ્ણુ આદિ જેનું મુદથી ધ્યાન ધરે છે,
ગંગા શિર અર્ધાંગ ભવાની, સેવક કેરાં કામો સફળ
કરે છે....મહા.
ભાલ ચંદ્રની રેખા નીરખી સહુનાં નેણુ ઠરે છે,
ભજતાં એ ભવપતિને ભાવે, ભક્ત આ ભવસિન્ધુ
સહજ તરે છે....મહા.

**મોહિની**— ૨૩

હાય મને બાવી બનાવી તેં બાવા,
હાય રડયા બાવા, વાય રડયા ભાવા;

**આશાદાસ**-ઠગવા જાતાં તું પોતે ઠગાણી,
જુઠાં મારે છે કાં ઝાવાં-રાંડ હવે-જુઠાં....હાય

**મોહીની**—ખોળી આવ્યો નહિ એકે ખજાનો,
આવ્યો તો આપનું શું ખાવા....હાય મને.

**આશાદાસ**—હું લઉં તંબુરો ને તું લેજે કાંસીયા,
ગુણો ગોવિંદના ગાવા—હાલરાંડ. હાય મને.

**મોહિની**— ૨૪

જુઓ કેવી રૂપાળી હું છું સુંદરી,
બહુ ભોળું હૃદય મારૂં અરે થોડું થોડું રોજ ઠગાય;
તદપિ હાય એમે નહિ મન ઠરી. જુઓ.
મનહરણ મળે જો મારા, પામું મુદથી હું સુખો ફરી સારાં,
નયનોથી નયનો મળી જશે, તાપો અંતરના ટળી જશે:

પરવશ કરૂં ગાન ગાઇ, સરસ પાઇ પ્રીતિનું અમૃત જરી. જુઓ

મોહિની— ૨૫

રાગી બની જેણે ન લીધો લ્હાવ રતિના રંગનો,
એળે ગયો અવતાર જો ભોગી બન્યો ન અનંગનો.
જોબનવતી જુવતી પ્રસંગે પ્રેમ પાન કર્યું નહિ,
ગુમાવ્યું જીવન વ્યર્થ સાર્થક દેહનું કીધું નહિ.
નારી વિણુ નર છે નિરભાગી (૨)
વિનવું રસિલા માન કહ્યું કંઇ માન કહ્યું કંઈ માન
તજી અભિમાન થા રાગી (૨)–નારી.
બને શું મુર્ખ અણુસમજુ હીએ શું હંસણી ત્યાગી (૨)
તજે તું બંસરી શાને ગણીને કાષ્ટ હીણભાગી (૨)–નારી

**પ્રભાકર**=પરમ પિતુમાતની ભક્તિ પરમસુખ એ પરમ શક્તિ(૨)
**લગન જેને** એ નહિં લાગી ખરેખર એજ દુરભાગી (૨)

કમળા— ૨૬

સહુ આશ ઉરની ફળશે, **મને** ! મન માન્યા સુખ મળશે રે
થાય ભલું ભગવાન ભજનથી સત્યધર્મની સંગે:
રટતાં પ્રભુ નામ ઉમંગે, મને ! મન ભાવ્યા.
દીનબન્ધુની અજબ દયાથી, ભાર હું દુ:ખનો પામી:
જપતાં મુખથી જગસ્વામી, **મને** મન ભાવ્યા.

**આશાદાસ**— ૨૭

રામ સીતારામ, સીતારામ, સીતારામ,
બાંધ્યો આવાને માયાથી શું કામરે (૩)
આનંદદાતા એક તારૂં નામ. રામસીતા.

**મોહિની**—દામ ખોયા ધામ ખોયાં, છોડયું અંતે ગામ
ખોટી આશાથી હારી છું હું હામરે (૩)
ફીકર બાળે આમ આઠે યામ. રામસીતા.

**પ્રભાકર**.... ૨૮

દુનિયામાં દેવ જોયા, સઘળા સંતાપ ખોયા:
ચાલી રૂડે ધર્મ રાહે મેં તો.
પાપના પુંજ ધોયા, પાવન માબાપ કેરી;
ભક્તિના મીઠા પ્રવાહે. મેં તો.
હું મહીં દોષ હોયે, કરે નહિ રોષ તોયે:
મારૂં જે સારૂં સદા ચાહે. મેં તો.
તાત માતાની સેવા મનાય છે મિષ્ટ મેવા,
સાચા સિદ્ધાન્ત જનો માંહે. મેં તો.

૨૯

સાંભરે અતિશય અરિગણ, હરિ હરે અઘ પણ;

શોભેરે છબી શુભ દુઃખહર, સુખકર નટવરની....(૨) શોભેરે.
ગાઓ ગાઓ પ્રભુ ગુણ ગાઓ, માણી દેવમાંહી ગણી ધીંગો
ધણી શોભેરે.

વ્રજપતિ વ્યાધી તમામ વિદારે, ધરી ભાવ નિજજન પર ભારે:
કષ્ટ વિકટમાંથી ઝટ તારે, બની કૃપાળુ અરપે ફળ ચારે.
પુનિત દિદાર, વ્યાધિ નહિ વ્યાપે, શરણે દાસ દેખીને સ્થાપે-
સ્તુતિ કરો એવા માધવ શ્રી મુદભરની. શોભેરે.

છાઈ છટા જલ બાદલમે, ઘનઘોર ઘટા નભ મંડલમે,
જગમે જલમે સ્થલમે સબમે, એક તાર બને સુન ગંસરીયા
ધિનધિન કટાકટ નાદ નટા, કડતાલ પટા પદ ઝાંઝઝટા,
શિરપે, ફરકે, ચમકે, દમકે, કુંડલ વિધુતવત કામનીયાં

